# સુધરેલાનો સંતાપ

-અને-

# ફેશનની ફજેતી.



કિંમત ચાર આનો.








# સુધરેલાનો સંતાપ

—અને—

# ફૈશનની ફજેતી.

## ભાગ ૨ જો.



સંગ્રહ કરી છપાવનાર,

**લાલચંદ છગનલાલ શાહ,**

ખલાસી ચકલા, હરખચંદ કપુરચંદના
માળામાં—મુંબઈ નં. ૩

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

**પ્રત ૫૦૦૦ આવૃતી ૨ જી.**

સુરત, બરાનપુરી ભાગોળ ભાજીવાળા
પોળમાં આવેલા શ્રી "આનંદ વીજય"
પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ
હરકીશનદાસે છાપ્યું.



**કીંમત ૦-૧-૬**

# કાઠીયાવાડી ખબુતર

## યાને

## બેદરકાર સ્ત્રીયોનું લાડકાપણું.

ચાહે બોલો યાન બોલો-એ રાગ.

પયદાશ જો નહોતી, પરણ્યા તમે શું કરવા
ઘડપણ વિષે છબીલી. પરણ્યા તમે શું કરવા-પયદાશ
બે પુત્ર છે રૂપાળા, વહુ એક છે રૂપાળી,
ત્યારે જુવાન બૈરી, પરણ્યા તમે શું કરવા—પયદાશ
ઘરની મજુરી કરવા જરીએ નથી હું આવી
કમ્મરપટો ચઢાવી, પરણ્યા તમે શું કરવા—પયદાશ
જુઠા બતાવી બહાના રૂપીયા લઇશ છાના,
મારા જેવી હઠીલી પરણ્યા તમે શું કરવા—પયદાશ
પંદર હજાર વાળી મોટર મંગાવી આપો
ફેશિકી બની અત્યારે પરણ્યા તમે શું કરવા—પયદાશ
મુજને વહાલી વાતો પ્રીય ઊંઘ છે તમોને
ફેંટો પીરોઝી બાંધી પરણ્યા તમે શું કરવા—પયદાશ
બે વર્ષમાં તમારી કાયા પડી જવાની
તજી દઇ પ્રભુ સમરવા પરણ્યા તમે શું કરવા-પયદાશ
જયરામ છે તમારો જયરામના તમે છો
જયરામને વિસારી પરણ્યા તમે શું કરવા—પયદાશ

ગાયન ૨

# વનિતા વૈભવ.

---

ખ્યાલ.

ભારતખંડની ભવ્ય ભુમીપર દીવ્ય નારીઓ નીપજતી,
પતી વિના કોઇ અન્ય પુરૂષપર નજર જરી પણ ના કરતી.
પરમ પવિત્ર સુશીલજ શાણી શતી સરખુ તેજ હતું,
પુજ્ય ભાવન પ્રગટ થઇને દર્શન કરવ દીલ થતું.
ઘણી સતીઓ હતી સાધવી અખંડ કીર્તિ હજી રહી,
પતી ભક્તિથી વાયક સિદ્ધ થઇ આભાનો અવતાર ગ્રહી.
આધુનીક અબળાનું આજે ચીત્ર જરી અહીં આળેખું,
વીપરીત પંથે નાર નિચરતી હું મારી દ્રષ્ટે દેખું.
એક સમયપર માર્ગ વિસે કોઇ નાર ઉપર મમ નજર પડી,
બ્રહરથે હશે કે નટી રાંડ એ શંકા મનમા થઇ ખડી.
વસ્ત્રાભુષણ ઠાઠ માઠ પણ નવિન પ્રકારે યુક્ત હતો,
કરી કલ્પના ઘણી ઘણી પણ નિર્ણય જરીએ નાજ થતો.
શીર કેશ વાળોના ઝુલકાં કપાળ ઉપર ઝુકી રહ્યાં,
મધ્ય ભાગનો સેંથો મુકી બાજુપર બીજા પાડયા.
અતીશે બારીક વસ્ત્ર પહેર્યું નાર નથી કાંઇ લજવાતી,
બહુરૂપાળી આજ બની હુ મારી મનમાં હરખાતી.
ગોર બદનનું ગુમાન આવ્યું જન મનાટ તનમાય થતો,
ચાર આંગળની ચોળી વિના અન્ય ભાવ સહુ દેખાતો.

કમ્મર નીચે નથી ઘાઘરો ઝીણું વસ્ત્ર ફરકે છે,
છાયઝલથી છાશુ જાગે સૌ જન નજરે નિરખે છે,
પાન તણી પટ્ટી ચાવીને અધર રક્તમય કીધા છે,
ચપળ નયનમા અંજન આંજ્યું સૌના મન હરી લીધા છે
ચરણ વિષે ચાંદીની ઘુઘરી ઝમઝમ કરતી વાગે છે,
સપાટ પહેરી જાય સપાટે વેશ્યા સરખી લાગે છે.
શંકા મનમાં સજ્જડ થઇ કે કોણ હશે એ નાર નકી,
તપાસ કરવા પાછળ ચાલ્યો ખબર મળી સરવે થકી.
પુછીને ત્યાં નિશ્ચય કીધું રમણ્ય મહેલમાં વસ્તી છે,
અમુક શેઠની ધર્મ પત્ની એ વૈભવને ભોગવતી છે.
ધન્ય શેઠને ધન્ય શેઠાણી ધન્ય તમારા વૈભવને
ધન્યવાદ તે શા શા આપું કેમ બગાડો છો ભવને.
અનુકરણ આ ક્યાંથી લાવ્યા દેશ તમારો ભાર સહે,
અવર દેશની કોઈ પ્રજા નહીં છતે કાપડે નગ્ન ફરે.
શુદ્ર જીવનનો વૈભવ તારો દેશતણું કાંઇ દ્રવ્ય હરે,
ગોપાળે તો ઘણું કહ્યું છે શાણા વાંચી હૃદયે ધરે.

---

ગાયન ૩

## સ્ત્રીની ફેશન.

### ગઝલ—કવ્વાલી.

બનીને નાર નખરાંળાં ફરીશું શહેર બજારે
મુકીશું લાજને કોરે ફરીશું રોફથી ભારે...

ન જોવું જેઠ કે કાકા ન જોવું સાસુ ને સસરા,
સર્વેની લાજને છોડી વળી જે કંથજી પ્યારા...
જઈશ હું કંથની સાથે બેસીને ઘોડા ગાડીમાં.
કરીશ હું રામાને હુકમ ચાલો ગાડી વાડીમાં...
જઈશ હું નિત્ય ફરવાને પહેરી પોલકા ચોળી
વળી બુટને પગે ઘાલી છે ચણીયાની બલીહારી...
અત્તર તેલની બલીહારી સુગંધી છે ઘણી સારી
પહેરી સાડી હું ઝીણી બનું નાર ગુલજારી...
જઈશ હું છેલની સાથે નકી નાટક જોવા સારૂ
શીખીશ હું ચાલ લટકાળી જણાવી લોકને પ્યારૂ...
બજાવું પેટી હું ફુકકડ વળી સીતાર પણ સુરે.
વળી તબલા ને દીલરૂબા બજાવું સુરથી મધુરે...
હમારી આર્ય બાનુંને બતવું સર્વેએ ફેશન
વદે ભગવાન એ વાણી ખરૂં સુધરેલનું લેશન...

---

ગાયન ૪.

## સ્રીનો સુધારો.

### ગઝલ કવ્વાલી.

લગાવું અપ-ટુ-ડેટ ફેશન લઉં સંસારનું લેશન,
ડરૂં કૈસા ખાવર અહુ કાજ ભયંકર મામલો છે આજ

મળે કોઈ દામ દેનારાં મારા પુષ્પો ચુટનારાં
મારૂ સ્વર્ગ છે એમાંજ ભયંકર મામલો છે આજ
કહુ છુ હીસ્તરી મારી સાંભળજો હેતને લાવી
કરૂ હું કમ સદા એવાંજ ભયંકર મામલો છે આજ
હું કંઇ પ્રેમ નવ ચાહતી અરેરે દામથી મોહતી
કરૂ યૌવન રંગીલો સાજ ભયંકર મામલો છે આજ
વળી એક્ટરો આવે શીખાવે ચાલ મન ભાવે
હું પણ મોહતી તેમાંજ ભયંકર મામલો છે આજ
આઢારે જાત નવ જોતી હીન્દુ પારસીથી મોહતી
લઇ પૈસા કરૂં હું નાચ ભયંકર મામલો છે આજ
કર્યો છે આજનો વાયદો જવાનું નેક મારે તો
ન રાખું હું કોઇની લાજ ભયંકર મામલો છે આજ
લોકોના મન હરવાનાં નાણા લઇને ફસાવાંની
શુભ કામ કરૂ હું આજ ભયંકર મામલો છે આજ
બીજા ધંધાથી નવ કાંઈ સાર મારો ઉત્તમ એ વેપાર
વદે ભગવાન એ વાણી મોકાણો છોડજો શાણી

---

ગાયન ૫

## ફેશનની ફજેતી.

### રાગ સવઇયા.

અલબેલી મુંબઇ નગરીમા શોખીન પુરૂષો બહુ વસે,
આલ તમાશા મારી રમતા લાલ બહુનેજ ફસે.

પગાર મળતો પચીસનો ને મુધરૈશામાં પંકાણું,
દોસ્તદારની સાથે ફરતાં પૈસા ખરચી વખણાવું.
દેવ વિષે કંગાલ સ્થીતી ને ઉદર તણાં ફાંફાં પડતાં;
કમાઈ કરવા કારણ દીકરો માત પિતા અહીં મોકલતાં.
ભણ્યા ગણ્યા કઇ જાણું નહીં તે ટુંક પગારે પ્રસન થયા
મુંબઇ નગરે મઝા માણવાતરંગ દીલમાં બહુ કર્યા
દસ મળતાં દસમાં નીભવ્યું પંદરમાંએ, પંદર પુરા
પચીસ મળતાં પાઈ બચે નહી તોએ શોખ રહે અધુરા
બે રૂપીયાનું કપડું લાંધુ સીવાડતાં મનમાં બીધા
અપ-ટુ-ડેટ શીવવાનું ખાતું અઢી રૂપીઆ ત્યાં લીધા
એ અનુસારે કપડાં કરતાં પૈસાની ખુવારી કીધી
ત્યાર પછી ધોબીની એણે મુલાકાત જલદી લીધી
એક આનામાં સહુ ધોસે મુજને તે તો નહિ ફાવે
વોશીંગ કંપની ચ્વેઝ કરે છે ચકચકાટ અતિશે આવે
હજામની પણ વધી કમાણી નવિન તરેહના કેસ કટે
તેલ લગાવી ચોળ એલ્યા મુજ માથા કેરૂં દર્દ મટે
માત પિતાને વઘાર કાજે તેલ જરાએ ની મળતુ
બેટો બાલમાં ઓઇલ નાંખે શીર તેલ થાતું ગળતુ
મુઝાયા ત્યારે મુંબાઇ આવ્યા મુંબઇમાં નહીંરે લેણું
કમાણી તો ઉંધી ગઈ પણ સહાસું થયું એ બહુ દેણું
પગાર કરતાં ખર્ચ વધ્યો ને કરજ લીધે પછી સપડાયો

બની તું હાય બેઆની મુજનું વેર શું વાળે

અરે એથી બહેતર છે ઉતારી લે તું આ ગરદન

નથી ના હું બેટાળી ગણું તુજને હું તન મન ધન

દિવાનો પ્રેમમાં તારા બન્યો છે હે સાહેલી

જીગર બળી ખાખ થાયે છે કથા એ ક્યાં જઇ કહેવી

સુતો છું સ્નેહ કટકની કરી સૈયા હું તો થાણી

નહિં છોડી હાયે છુટે હૃદયની તું થઇ રાણી

ભલે જીવાડ કે જીવ લે ગળામાં થાંચીને ખંજર

પુરાયો પ્રેમ પિંજરમાં હવે દીલ ચહાય તે તું કર

ટકોરો તજીને બસ છે સમજણીને શું સમજાવું

વચન આપી પછી વાલી ઘટે ના બેવફા થાવું.

---

ગાયન ૭.

મારી સજની તું ક્યાં રમી આવી રજની સાચું બોલ
બોલ બોલ

થાણી સૈયર તું શીદને આળ ચડાવે કેડો છોડ છોડ છોડ

હમણાં માળા ગુથતી હતી તે હમણાં કેમ કરમાણી

પરસેવો તને ક્યાં વળ્યો તારી ભમર ક્યાં ભીંજાણી

—સાચું૦ ૧

કાળો ભમરો શીર પર બેઠો ઉરાડતાં ગભરાણી

હાંપોટો લઇ છુટી ગઇ મારી ભમર ત્યાં ભીંજાણી—કેડો૦ ૨

કસ્તુરી લાલ આંખે મ્હેકે કુસુમ કળીનાં હારો
નયન રહ્યા છે નાચી નવેલી મળીયો કોણ ઠગારો—સાચુ૦ ૩
ચંદ્ર સરોવર ન્હાવા ગઇતી વાટે મળ્યો એક માળી
છાબ ભરીને ગજરા આપ્યા હું તો તમથી હારી કેડે. ૪
આ ચોળી અતલસની પહેરી સઇયરે વખાણીજી
ચોળીની કસ કયાં તુટી તું આવડી કયાં ચોળાણી—સાચુ૦ ૫
હઇયું મારૂં દુખવા આવ્યું વાયે કરીને કાપુંજી
પીડા ટાળવા કારણ મેં કળે કરીને ચાંપ્યું-કેડે૦ ૬
આવડાં પુષ્પ કયાંથી વાટે તુજને કોને આપ્યાંજી
એવો રંગરસીયો કોણ મળીયો પ્રેમ કરીને થાપ્યાં—સાચુ૦ ૭

---

ગાયન ૮

## ફેશનબાઈ.

ફેશન બાઇ તો બન્યા ફેન્સી નીકળ્યા છે આજે ફરવા
સફેદ સેંગો સફેદ સાડી સફેદીયાના ચીત હરવા
પોલકા ઉપર પલટે પટી ઝાલાર ને કોલર ઝુલે
ઉંચી એડીના બુટો તેણે ખરીદેલા બહુ મુલે
ફેશનબાઈની ફેન્સી સાડી કુલેવરના બુટાની
પહેરીને જેતા પડઘાયો મરજી થઇ થઇ ફોટાની
નાટક ને સીનેમા જુએ પાર્ટીમાં પહેલે નંબર

ટૂંક એક પણ તેર કુંચીઓ લટકાવી ચાલ્યા કુમાર
રોટા માટે ફેશન ચાલી સ્ત્ત મળ્યા ફુકડલાલ
મુંબઈ જેવા મહાન નગ્રમાં જોવા જેવો તાલ થયો
ફકડ ફેશનનું ભાયો થયું નકલનો તોટે રોફ
હાથ મેળવતા થઈ હેરાની ભારે થઈ છે દોડાદોડ
ફેશનબાઇની ફેન્સી સાડી ઉધારે આજે આણી
પવન લાગતાં ચોંટી પઇડ વીક્ટોરીઆમાં વીટાણી
ફેશન બાઈ તો મારે ફંફાં અંગ થઇ ગયા ઉધાડાં
ઉંચી એડીના બુટે તેને બુડે હાથે પછાડયા,
આવો મોટો મજાક જોવા નગર વિલંબે સઉ આવ્યા
ફેશનબાઇનો થયો ફજેતો હીપ હીપ હુરરે બોલાવ્યા
ફકડને ફેશનનું ફારસ ચોપાટીપર સ્ત્તે થયેલ
ઇમપીરીયલ સીનેમા આગળ ખમીસે નજરે જોયેલ.

---

ગાયન ૭

## લકડના લાડુ.

### કવાલી.

સફેદ ચોળી સફેદ સાડી સફેદ ઘાઘરો મલમલનો
સફેદ ગોરા ગાલે ચોળે સફેદ પાવડર બુલબુલનો
મગજ કુંવારો ઓલોલે કે પરણેલા સુખ માણે છે.

પરણ્યા બાદ હકીકત થઈ તે પોતે જુવે જણાવે છે
ગૃહસ્થ કહે છે મહારાજ આ ગાડુ તો બહુ મોટું છે
રોજ ઉઠીને રાંડ સતાવે પૈસા ખાતર ખોટું છે.
ત્રીશ રૂપીયા પગાર તેમાં સાત ભર્યા ઘરનું ભાડું
પાકીટ ખર્ચ તણા દસ કાઢયા નક્કી તેર ગણી વાળું
દાણાવાળો દેવજી આવ્યો રૂપીયા દશ તેને જાશે
બાકી રહયા ત્રણ તેમાંથી દાગીના કયાંથી થાશે
જુવાન બઈરી કહે છે એવું શા માટે પરણ્યા વારૂ
શું ઓળખતા મુજને નહોતા નામ છબીલી છે મારૂ
ફક્ત લૉહીની હું ભુખી છું બીજું કામ નથી મારે
કસબી સાડી નહી લાવો તો આ ઉઠી ચાલી બારે
અરે ગધેડી વિચાર કર તું છાયલના તો છે વાંધા
હું ધોતી પહેરૂં છું તેમાં જુવો કેટલા સાંધા છે
સ્વામીનાથ તમે સાચા છો સઇયર મહારી પહેરે છે
જુવો ધણી તેનો છે કેવો ચાર બળદને ખેડે છે
છતાં બુઢો નિત્ય નિત્યના રૂપીયા દસ દસ કમાવે છે,
ઘેર બેઠા જુવો બઈરીને કેવા લાડ લડાવે છે,
દેખ્યું કંઇજ નથી મેં કયાં પણ ટીકીટ કહો છો તે કેવી
નાટક જોવા જઇશ આજ હું નહિતર લાજ નથી રહેવી
માંડ માંડ હું ઘરમાં આવ્યો ભુખ કકડતી છે લાગી
રાંધ્યું સીધુ કંઇજ નથી ને સતાવે છે આ નાગી.

જુવો ભાઇ આ ગ્રહસ્થાશ્રમ તો લક્કડના લાડુ જેવો,
ખાધા તે તો પસ્તીયા ને અણસમજુ કહે છે કેવો
પરમારથમાં પઇસા દેતાં કેવો હોથ ધુરજાવે છે વોરે
એક નખરાની અંદર રૂપીયો રાંડ પહાવે છે
ગુરૂ ચરણકા ધ્યાન લગાકર કઇ બેઠત હય નીજ આશનપે
કીં વાર ખુલ જાતે ભી તરફે પ્રકાશ હોતે હય પલમેં.

---

## ગાયન ૧૦.

## દીવ્ય રંભા.

### ગઝલ.

અરે મુંબઇ તણી નારી, સજી તેં ફેનસી સાડી
ચારોના કરને ઝાલી, જતી તું પાલવે પ્યારી. ૧
ધણીની ધાક ના રાખે, ફરે તું પુર ભભકામાં
કરે છે યારથી યારી, નચાવી નેત્ર યારોમાં. ૨
બન્યા સ્વામી તમે મારા, થયા દીલદાર છો પ્યારા
મને સાડી તમે વ્હાલા, અપાવોને કહું પ્યારા. ૩
કહે જો ના જરા સ્વામી, તરત રંડા રીસાએ છે
પડાવી પાય સ્વામીને, પછી રંડા મનાએ છે. ૪
બતાવી સેર યારોને, ઠમકતી ચાલ તે ચાલી
જોઇને સૌ પુછે છેલા, જુઓ આ કોકડી ચાલી ૫

અલૌકિક નેણુનાં બાણો, ભુલાવે યારના શાનો
ઝડપથી ચાલ ચાલીને, કરે છે ગુપ્ત તે સાનો ૬
વખત વીચારીને રંડા, કરે દર્શનનું બાનું
ઠમકતી ચાલ ચાલીને, ભુલેશ્વરમાં ભરે પગલું. ૭
નિહાળી યારને નજરે, ધીમેથી ચાલ ચાલે છે
લુંટાવા બહાર યોવનની, ઘણી મનમાં કુલાએ છે. ૮
જરા આગળ જઇને તે, ઉભી રહે છે ઘુંઘટ તાણી
બતાવે ડોલ બીજાને, ઉભી છું આવતું જાણી. ૯
યારોથી તે લઈ નાણું, લુટાવે માલ યોવનનો
ભરે પાછાં હવે પગલાં, ગ્રહીને માર્ગ તો ઘરનો ૧૦
વીતેલી રાત જોઇને, પતી તેને હવે પુછે
હંમેશાં આટલી મોડી, કહે તું ક્યાંથી આવે છે ? ૧૧
રાખીને મોંહ ઠેકાણે, ધીમે સ્વરેજ બોલે છે
થયાં દર્શન બહુ મોડાં, જાુઠું રંડા અડાવે છે. ૧૨
અધુરી વાત મારી જોઇ, નહી કો કોપશો ભાઈ
છપાએ અંક બીજામાં, ધીરજ ધરજો તમે ભાઈ. ૧૩

---

ગાયન ૧૧.

## શેઠ–શેઠાણીનો સવાદ.

(રાગ—ગઝલ)

શેઠાણી—અરે સ્વામી તમે મારાં, ઘડાવો બંગડી પ્યાર
વળી હીરા તણી ચુની, કહો તમ લાવશો ક્યારે

શેઠ-અરે પ્યારી હવે મારી, સુણાવું વાત હું સારી
નથી પૈસા કને મારી, કહે શું હું કરૂં પ્યારી
શેઠાણી-ભક્ત કે દીનને આપો, છતાં અહીં આમ શું ભાખો
અમે તે આજથી કરીને, મને તો સર્વ આણી દો
શેઠ-ભક્ત કે દીનને હું તો જમાડું અન્ન ને પાણી
પણ નહિં પાસ છે મારી, રૂપીઆ નોટ કંઇ નારી
શેઠાણી-રૂપીઆ સાઠ લાવો છો, વળી બીજું કમાવો છે
છતા માથું હલાવો છો કહો શું રીત એ સારી
શેઠ-ખરચ મુંબઈ તણાં ભારી વળી જો થઈએ બાજારી
કહે શું હું કરૂં પ્યારી નથી પાસ દ્રવ્ય મારી
શેઠાણી નહિ લાવો તમે વ્હાલા, જરૂર હું જઇશ પીયર મારા
પછીથી ચાય તે કરજો, વળી તેથીજ મારે શું
શેઠ-અરે રંડા કહું તુજને, થશે કંઇ હાલ મમસારા
ભલે જાને પીયર તારા, થશે કંઇ હાલ મમસારા
શેઠાણી-પીયર શું કામ હું જાઉં, ઝડપથી ઝેર હું ખાઉં
પછી વૈકુંઠમાં જાઉં, તહાં જઇ નામ દીપાવું
શેઠ-ન પૈસો ઝેરનો ખરચો, તમે જઇ કૂપમાં મરજો
સુખે જઇ નર્કમાં ઠરજો. નહિ ફીકર તમે કરજો
શેઠાણી-નહિ કંઈ નર્કમાં જાઉં, ઝડપથી ભૂત હું થાઉં
ચુસી તમ મોતને ખાઉં, ન સમજો જંપવા દેઉં
શેઠ-વદો છો શું ! અરે સાચું, ભુવાને હું જઇ સાચું
ભરૂં મરચાંથી તુજ રાચું, ભુવાને હું જઇ સાચું
સુણીને બોલું શેઠાણી, હૃદયમાં ખુબ અકળાણી

પતીને દાબમાં લેવા, કરે છે ઢોંગ એ કેવા
શીશો ઘાસતેલનો લાવી, અંબુસ્ય સાડી ભીંજાવી
પછીથી કાંડી સળગાવી,—
શેઠાણી—કહું હું ઝટ બળી જાઉં
ન જીવું હું મરી જાઉં, ઓહુત્યા આળ આપીને
ચડાવે ફાંસીએ સરકાર, ન દેશો દોષ કંઈ મુજને
ઠગાયો સ્ત્રી ચરીત્રોથી, પતિ ન મર્મ કંઈ સમજ્યો
શેઠ—કહે હાર્યો હવે વ્હાલી, મુંને તું માફ કર શાણી
નિસાસો શું અરે નાંખે, મુકું ઘરબાર ગીરો જઈ
સોમાજી શેઠ ધીરે છે, રૂપૈયે એક આનો લઈ
કરૂં ઇચ્છા પુરી તારી વસાવું બંગલી સારી
હીરાનો હાર જે સુંદર, સવારે લાવું હું સત્વર
લેખક—લખાણ આનું રહ્યું બાકી, લખી શું ભાગ બીજામાં?
આંખો ઝટ મુજ ખુલી ગઈ, સ્વપ્નની વાત પુરી થઈ.

## સમાપ્ત.

---

# ભગવાનદાસ ચતુરભુજની કું.

## ઇમપોર્ટર્સ, એક્સપોર્ટર્સ મરચંટસ

—અને—

## કમીશન એજંટસ.

---

અમો દરેક પ્રકારનો માલ દુનિયાના કોઇ પણ ભાગમાંથી આયાત યા નિકાસ કરી આપીએ છીએ. કોઇ પણ જાતના વેપારને લગતી સૂચના તથા કામકાજ કરીએ છીએ અમારા ભાવો તદ્દન મધ્યમ છે. એકવાર કામ પાડી ખાત્રી કરો. એજન્સી આપનારાઓ તેમજ બીજાઓએ પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

**ઓફીસઃ સર મંગળદાસ મારકીટ**

**મુંબઇ ૨.**

---